## સમર્પણ.

"तत्कुरुष्व मदर्पणम्"

गीता

શ્રીમદનમોહનસેવૈકપરાયણ, શ્રીવાગધીશપ્રકટિત ભક્તિમાર્ગરક્ષણપરાયણ, અશરણશરણ, નિજ નિઃસાધન દાસજનને અભયદાન કરનાર, જીર્ણદુર્ગનિવાસી ગુરુદેવ શ્રીગોકુલેશજી મહારાજના જન્મોત્સવ પ્રસંગે આ લઘુ પુસ્તક (દ્વિતીયવારની આવૃત્તિ) તેઓના કરકંજમાં સવિનય સાદર અર્પણ કરૂં છું.

શ્રીગોકુલેશજન્મોત્સવ
…દ વદિ ૧
. ૧૯૮૭.

લિ૦ સેવક,
વિઠ્ઠલદાસ.

---

…૦ ક૦—આ પુસ્તક સીલીકમાં હશે ત્યાંસુધી અધિકારીને ભેટ આપવામાં આવશે. બહારગામથી મંગાવનારે બે … ટિકીટ બીડવી.

ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગૂજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

૧૯૧૫૦

# દ્વિતીયાવૃત્તિની પ્રસ્તાવના.

**પરમ ભગવતો,**

આપના કરકમલમાં આજે આ દ્વિતીયાવૃત્તિ મૂકવાનો પ્રસઙ્ગ પ્રાપ્ત થયો છે. પ્રથમાવૃત્તિમાં શ્રીવલ્લભાખ્યાનનું મુદ્રણ કેવળ એકજ પ્રતિને અધારે કર્યું હતું. તેથી કેટલાક શ્રીવલ્લભાખ્યાનના પાઠકોની એવી ફરિયાદ હતી કે, અમારા નિત્યના પાઠો કરતાં આમાં ઘણે સ્થળે ભેદ આવે છે. તે વ્યાજબીજ છે. આજ શ્રીવલ્લભાખ્યાન ૩૫૦ વર્ષ પૂર્વે લગભગ પ્રસિદ્ધિમાં આવેલું છે. આપણા સમ્પ્રદાયમાં એ નવાખ્યાનો વેદતુલ્ય છે. એટલે પરમ્પરાથી ચાલ્યા આવતા કણ્ઠસ્થ પાઠોમાં પાઠકોયે સ્મરણશક્તિના ફેરફારને લીધે ભેદ કરી નાખ્યો હોય એ સ્વાભાવિક છે. એટલે અમોને મળી શકેલી મુદ્રિત તેમજ હસ્તલિખિત પ્રતોની મદદથી પાઠભેદ મૂકવામાં આવ્યા છે. જેથી ઇષ્ટ પાઠ મળી શકશે. અહીં છાપવામાં આવેલાં આખ્યાનોનો ખાસ આધાર એ પ્રતો ઉપર છે. તે આ છે:—

૧. **ह.** અત્રેના મહાનુભાવી ભગવદીય હરિભાઇની પ્રતિ લગભગ ૧૫૦ વર્ષ પૂર્વેની.

૨. **जी.** મુમ્બઇવાળા શ્રીજીવનજી મહારાજશ્રીની વ્રજભાષામાં ટીકાવાળી શ્રીગટ્ટૂલાલજીયે પ્રસિદ્ધ કરેલી.

આ ઉપરાંત નીચેની પ્રતોનો ઉપયોગ પણ કર્યો છે. અને અલગ પાઠો ફૂટનોટમાં આપ્યા છે:—

૩. **ठा.** ભ. ઠાકોરદાસભાઇ વાળી ૪ **भ.** પાઠશાળાની લાઇબ્રેરીની હસ્તલિખિત.

૫ મી ભક્તિગ્રન્થમાળામાં પ્રકટ થયેલી મુખ્યાજી ભાઇલાલભાઇની ગૂજરાતી ટીકાવાળી. ૬ **य.** યદુવંશીય પુસ્તકાલય તરફથી પ્રગટ થયેલી ૭ **व्र.** શ્રીવ્રજરાયજીની સંસ્કૃત ટીકાવાળી પ્રતિ.

આ ઉપરાંત ક્યાંક શ્રીગટ્ટુલાલજીયે શ્રીજીવનજી મહારાજની ટીકા નીચેની ફૂટનોટમાં આપેલા પાઠો ગટ્ટૂ. થી આપ્યા છે.

સ્વીકારેલા પાઠો જેમ બને તેમ શ્રદ્ધેય રહે તે તરફ ખાસ ધ્યાન આપવામાં આવ્યૂં છે.

એક વાત અહીં લખ્યા વિના ચાલતી નથી. મહાનુભાવી શ્રીગોપાલદાસજી ગૂજરાતી હતા. કાઠિયાવાડના વતની નજ હતા એટલે એઓશ્રીની ભાષામાં ગૂજરાતી ભાષાશાસ્ત્રવિષયક તત્ત્વ હોય, એ સ્વાભાવિક છે. આપ જોશો કે એવા કેટલાય હસ્તલિખિત ગ્રન્થો છે. તેમાં હકારમિશ્રિત ઉચ્ચારણવાળાં સર્વનામો આવે છે. જેવાંકે એહવા, એહનેં, જેહથી. જેહના મહારૂં વગેરે. પદો ગાનારાઓ એ રીતે હકાર જુદો બોલી નથી શકતા. કેટલીય પ્રતિયોમાં જયહાં, જહાં, ત્યહાં, ત્યાંહાં, તહાં વગેરે આવે છે, સ્પષ્ટ રીતે ગાનારા એ સ્થળે(અઘોષ)સંયુક્ત ઉચ્ચારણો જ્હાં,જહાં,ત્હાં,ત્હાં કરેછે.ભાષાશાસ્ત્રની દૃષ્ટિયે આ લઘુપ્રયત્ન હકાર પૂર્વ વર્ણમાં મિશ્રિતજ છે. એટલે આ પ્રતિમાં તેવાં સ્થળોયે ત્હમારૂં, જ્હેનૂં, ત્હેનૂં, હેવૂં, હેનૂં એવી શાસ્ત્રીય જોડણી સ્વીકારવામાં આવી છે, સાથે તત્સમ કરતાં તદ્ભવ શબ્દો સાંચવવા કાળજી રાખી છે.

આ ઉપરાંત કાઠિયાવાડી લહિયાની કે ગમે તે અસરને લીધે કહિયેં, તેણે, સડખ્યાયેં, એમ ક્રિયાપદોમાં વ્યુત્પત્તિસિદ્ધ સાનુનાસિક ઉચ્ચારણ પ્રતિયોમાં લખાયૂં છે. શ્રીજીવનજી, શ્રીવ્રજરાયજી, ભ. હરિભાઇવાળી પ્રત જે શ્રદ્ધેય છે, તેમાં અને બીજી બધીયમાં એ સ્થળોયે અનુનાસિક છે. શ્રીદયારામ ભાઇયે પણ લખેલી ''રસિક વલ્લભ'' ની પ્રતિમાં અર્ધચન્દ્રાકારે તેવે સ્થળે અનુનાસિક બતાવ્યો છે. એથી અમોંયે આ આખ્યાનોમાં અનુનાસિક કાયમ રાખેલ છે.

ભ. ઠાકોરદાસ શ્રીવ્રજરાયજીના પાઠનેજ અનુસરે છે, એટલે શ્રીવ્રજરાયજીથી જુદો પાઠ એમનો હોય ત્યાંજ ઠા. એમ લખ્યૂં છે. ઠા. ન હોય ત્યાં વ્ર. નો પાઠ તે ઠા ને સમ્મત સમઝવો.

રથયાત્રા, સાં. ૧૯૮૭. કેશવરામ કા. શાસ્ત્રી.

श्री गोपीजनवल्लभाय नमः



## मङ्गलाचरण.

માયાવાદિકરીન્દ્રદર્પદલનેનાસ્યેન્દુરાજોદ્ગત—
શ્રીમદ્ભાગવતાખ્યદુર્લભસુધાવર્ષેણ વેદોક્તિભિઃ ॥
રાધાવલ્લભસેવયા તદુચિતપ્રેમ્ણોપદેશૈરપિ
શ્રીમદ્વલ્લભનામધેયસદૃશો ભાવી ન ભૂતોઽસ્ત્યપિ ॥

---

# ॥ श्रीनन्दकुमाराष्टकम् ॥

### ભાષામિશ્રિત.

સુન્દરગોપાલં ઉરવનમાલં નયનવિશાલં દુઃખહરં
વૃન્દાવનચન્દ્રં આનન્દકન્દં પરમાનન્દં ધરણિધરમ્ ॥
વલ્લભઘનશ્યામં પૂરણકામં અત્યભિરામં પ્રીતિકરમ્
ભજ નન્દકુમારં સુર્વસખસારં તત્ત્વવિચારં બ્રહ્મપરમ્ ॥૧॥
સુન્દરવારિજવદનં નિર્જિતમદનં આનન્દસદનં મુકુટધરં
ગુઞ્જાકૃતિહારં વિપિનવિહારં પરમોદારં ચીરહરમ્
વલ્લભપટપીતં કૃતઉપવીતં કરનવનીતં વિબુધવરં ભજ૦ ૨

શોભિતસુખમૂલં યમુનાકૂલં નિપટઅતુલમ્ સુખદવરં
મુખમણ્ડિતરેણું ચારિતધેનું વાદિતવેણું મધુરસુરમ્
વલ્લભમતિવિમલં શુભપદકમલં નખરુચિઅમલં
તિમિરહરં ભજ૦ ૩
શિરમુકુટસુદેશં કુઞ્ચિતકેશં નટવરવેશં કામવરં
માયાકૃતમનુજં હલધરઅનુજં પ્રતિહતદનુજં ભારહરમ્ ॥
વલ્લભવ્રજપાલં સુભગસુચાલં હિતમનુકાલં ભાવવરં ભજ૦ ૪
ઇન્દીવરભાસં પ્રકટસુરાસં કુસુમવિકાસં વંશિધરં
હતમન્મથમાનં રૂપનિધાનં કૃતકલગાનં ચિત્તહરમ્
વલ્લભમૃદુહાસં કુઞ્જનિવાસં વિવિધવિલાસં કેલિકરં ભજ૦ ૫
અતિપરમપ્રવીણં પાલિતદીનં ભક્તાધીનં કર્મકરં
મોહનમતિધીરં કલિબલવીરં હતપરવીરં તરલતરમ્ ।
વલ્લભવ્રજરમણં વારિજવદનં જલધરશમનં શૈલધરં ભજ૦ ૬
જલધરદ્યુતિઅઙ્ગં લલિતત્રિભઙ્ગં બહુકૃતિરઙ્ગં રસિકવરં
ગોકુલપરિવારં મદનાકારં કુઞ્જવિહારં ગૂઢનરમ્ ।
વલ્લભવ્રજચન્દ્રં સુભગસુચન્દં પરમાનન્દં ભ્રાન્તિહરં ભજ૦ ૭
વન્દિતયુગચરણં પાવનકરણં જગદુદ્ધરણં વિમલવરં
કાલિયશિરગમનં કૃતફણિનમનં ઘાતિતયવનં મૃદુલતરમ્
વલ્લભદુઃખહરણં નિર્મલ ચરણં અશરણશરણં મુક્તિકરં ભજ૦૮

ઇતિ શ્રીમદ્વલ્લભાચાર્યવિરચિતં શ્રીનન્દકુમારાષ્ટકમ્
( અન્યવિરચિતમિતિબહવઃ )

# ॥ अथ श्रीमधुराष्टकम् ॥

## શ્રીમધુરાય નમ:

અધરં મધુરં વદન મધુરં નયનં મધુર હસિતં મધુરમ્ ॥ હૃદયં મધુરં ગમનં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥૧॥ વચનં મધુરં ચરિતં મધુરં વસનં મધુરં વલિતં મધુરમ્ ॥ વચનં મધુરં ભ્રમિતં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥૨॥ વેણુર્મધુરો રેણુર્મધુર: પાણિર્મધુર: પાદૌ મધુરૌ ॥ નૃત્યં મધુરં સખ્યં મધુરં મધુરાપિતેરખિલં મધુરમ્ ॥ ૩ ॥ ગીતં મધુરં પીતં મધુરં ભુક્તં મધુરં સુપ્તં મધુરમ્ ॥ રૂપં મધુરં તિલકં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૪ ॥ કરણં મધુરં તરણં મધુરં હરણં મધુરં રમણં મધુરમ્ ॥ વમિતં મધુરં શમિતં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૫ ॥ ગુઞ્જા મધુરા માલા મધુરા યમુના મધુરા વીચિર્મધુરા ॥ સલિલં મધુરં કમલં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥૬॥ ગોપી મધુરા લીલા મધુરા યુક્તં મધુરં ભુક્તં મધુરમ્ ॥ દૃષ્ટં મધુરં સૃષ્ટં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૭ ॥ ગોપા મધુરા ગાવો મધુરા યષ્ટિર્મધુરા સૃષ્ટિર્મધુરા ॥ દલિતં મધુરં ફલિતં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ૮ ॥

**ઇતિ શ્રીમદ્વલ્લભાચાર્યવિરચિતં શ્રીમધુરાષ્ટકમ્ ।**

## ॥ अथ श्रीगो‍कुलेशाष्टकम् ॥

श्रीकृष्णाय नमः ॥ नन्दगोपभूपवंशभूषणं विदूषणं भूमिभूतिभूरिभाग्यभाजनं भयापहम् ॥ धेनुधर्मरक्षणावतीर्णपूर्णविग्रहं नीलवारिवाहकान्तिगोकुलेशमाश्रये ॥१॥

નન્દરાયના વંશના ભૂષણરૂપ, દૂષણરહિત પૃથ્વીની આબાદી અનેં મહાભાગ્યના પાત્રરૂપ, ભયનો નાશ કરનાર ગાયો અનેં ધર્મના રક્ષણ માટેં પૂર્ણ સ્વરૂપેં પ્રકટ થયેલ; નીલમેઘતુલ્ય કાન્તિવાળા શ્રીગોકુલેશ પ્રભુનો હૂં આશ્રય કરૂં છૂં. ૧

गोपबालसुन्दरीगणावृतं कलानिधिं रासमण्डलीविहारकारिकामसुन्दरम् । पद्मयोनिशङ्करादिदेववृन्दवन्दितं नील० ॥२॥

ગોપો તેનાં બાળકો અનેં ગોપસુન્દરીયોથી વીંટાયેલા કલાઓના નિધિ, રાસમણ્ડળીમાં વિહાર કરનાર, કામદેવ કરતાં પણ સુન્દર, બ્રહ્માજી, શિવજી આદિ દેવોના સમૂહથી વન્દિત, નીલમેઘતુલ્ય કાન્તિવાળા શ્રીગોકુલેશ પ્રભુનો હૂં આશ્રય કરૂં છૂં. ૨

गोपराजरत्नराजिमन्दिरानुरिङ्गणं गोपबालबालिकाकलानुरुद्धगायनम् ॥ सुन्दरीमनोजभावभाजनाम्बुजाननं नील० ॥३॥

ગોપરાજના રત્નોની પઙ્ક્તિવાળા મન્દિરમાં ઘસરનાર, ગોપનાં બાળો અનેં બાલિકાઓની કલાનેં અનુસરી ગાયન

કરનાર સુન્દરીયોના કામભાવના પાત્રરૂપ મુખ કમળવાળા શ્યામ મેઘતુલ્ય કાન્તિવાળા શ્રીગોકુલેશ પ્રભુનો હૂં આશ્રય કરૂં છૂં. ૩

कंसकेशिकुञ्जरादुष्टदैत्यदारणं इन्द्रसृष्टवृष्टिवारिवारणोद्धृताचलम् ॥ कामधेनुकारिताभिधानगानशोभितं नील० ॥४॥

કંસ, કેશી, કુવલયાપોડ હસ્તી, અને દુષ્ટ દૈત્યોનો નાશ કરનાર, ઇન્દ્રે કરેલ વર્ષાદના જલને નિવૃત્ત કરવા માટે શ્રીગિરિરાજને ધારણ કરનાર, કામદુઘાયે કરાવેલ નામ અને ગાનથી સુશોભિત, શ્યામ મેઘતુલ્ય કાન્તિવાળા શ્રીગોકુલેશ પ્રભુનો હૂં આશ્રય કરૂં છૂં. ૪

गोपिकागृहान्तगुप्तगव्यचौर्यचञ्चलं दुग्धभाण्डभेदभीतलज्जितास्यपङ्कजम् ॥ धेनुधूलिधूसराङ्गशोभिहारनूपुरं नील० ॥५॥

ગોપીયોનાં અન્દરના ઘરોમાં છાનાં ઢાંકેલ દૂધ, દહીં ઘી અને માખણની ચોરી કરવામાં ચઞ્ચલ દૂધના પાત્રો ભાંગવાથી લજ્જાયુક્ત મુખકમલવાળા ગાયોની રજથી ભૂખરાં અઙ્ગોમાં શોભાયમાન હાર ને નૂપુરવાળા, શ્યામ મેઘતુલ્ય કાન્તિવાળા શ્રીગોકુલેશ પ્રભુનો હૂં આશ્રય કરૂં છૂં. ૫

वत्सधेनुगोपबालभीषणास्यवह्निपं केकिपिच्छकल्पितावतंसशोभिताननम् । वेणुवाद्यमत्तघोषसुन्दरीमनोहरं नील० ॥६॥

વાછરડાં, ગાયો અને ગોપબાળકોને ભયજનક મુખવાળા અગ્નિનૂં પાન કરનાર, મયૂરપિચ્છોથી રચેલ મુકુટથી શોભિત

મુખવાળા, વેણુવાદ્યથી મત્ત થયેલ વ્રજસુન્દરીઓના મનનેં હરણ કરનાર, શ્યામ: મેઘતુલ્ય કાન્તિવાળા શ્રીગોકુલેશ પ્રભુનો હું આશ્રય કરૂં છું. ૬

गर्वितामरेन्द्रकल्पकल्पितान्नभोजनं शारदारविन्दवृन्दशोभि-हंसजारतम् ॥ दिव्यगन्धलुब्धभृङ्गपारिजातमालिनं नील० ॥७॥

અભિમાની દેવેન્દ્રતુલ્ય દેવો માટેં રચેલ અન્નનું ભોજન કરનાર, શરદ્‌ઋતુના કમલોના સમૂહથી શોભિત—હંસજા—શ્રીયમુનાજીમાં પ્રીતિવાળા; દિવ્યગન્ધમાં લુબ્ધ થયેલ ભ્રમરો વાલી પારિજાતની માલાવાળા, શ્યામ મેઘતુલ્ય કાન્તિવાળા શ્રીગોકુલેશ પ્રભુનો હું આશ્રય કરૂં છું. ૭

वासरावसानगोष्ठगामिगोगणानुगं धेनुदोहदेहगेहमोह-विस्मयाक्रियम् ॥ स्वीयगोकुलेशदानदत्तभक्तरक्षणं नील० ॥८॥

સાયંકાલે વ્રજમાં જતી ગાયોના સમૂહની પાછળ પધારતા, ગાયોના દોહનથી જોનારને દેહ તથા ઘરનૂં ભાન ભૂલાવનાર, પોતાનાઓનેં શ્રીગોકુલેશ (સ્વસ્વરૂપ) નૂં દાન આપનાર, અનેં ભક્તોનૂં રક્ષણ કરનાર એવા શ્રીગોકુલેશ પ્રભુનો હું આશ્રય કરૂં છું. ૮

इति श्री रघुनाथजीकृतं श्रीगोकुलेशाष्टकं संपूर्णम् ॥

અનુવાદ:—કાશીરામ કરસનજી શાસ્ત્રી.

અથ શ્રીગોકુલાધીશ મહારાજ કૃતાઃ

# ॥ श्रीरासलीलामृतश्लोकाः ॥

બજત કુંજમેં મંજુ બાંસુરી, બ્રજબધૂ બઁધી પ્રેમરાસરી ॥ ઘર તજ્યો ગઈ કૃષ્ણ પાસરી શરદચંદ કીનો ઉજાસરી ॥૧॥ હરિ કિયો જબે મંદ હાસરી, નિરખિકેં ભયો તાપ નાસરી । સુમનકુંજ રાજેં વિકાસરી ભ્રમરપુંજ ગુંજે સુવાસરી ॥૨॥ ગુણભરી પિયો રૂપરાસરી, પુન પ્રબીનહેં પ્રેમગાંસરી ॥ અતનુ મોદ ભાવપ્રકાસરી, મિલ ગુપાલ કીને વિલાસરી ॥ ૩ ॥ મદ ગુમાનહી જાંન તાસુરી, હ્રદયમેં છિપે શ્રીનિવાસરી ॥ વિરહજાત બાઢ્યો હુતાસરી તરુ લતાન પૂંછે ઉદાસરી ॥૪॥ સઘન કુંજ કીની તલાસરી; ગુનકથા રચી યાહિ આસરી ॥ ભરતનેન ઊંચે ઉસાસરી, કરી કૃપા મિલે પીતવાસરી ॥ ૫ ॥ વદન કંજહે ચારુ હાસરી, મદન માન જાતે નિરાસરી ॥ કરગહે જુરી આસ પાસરી, ભરત અંક બાઢ્યો હુલાસરી ॥ ૬ ॥ અધર પાન કીને હૂં પ્યાસરી, મિટતનાંહિ જેસે ઉપાસરી ॥ લિપટ શ્યામસૂં એસી ભાસરી, ઘન સુદામિની ભાદ્રમાસરી ॥ ૭ ॥ કરત કૃષ્ણકે સંગ રાસરી, સરસરાગ ગાવં ખુલાસરી ॥ સુરજુ સપ્ત નીકે નિકાસરી, મુરજબીન બાજેં મિઠાસરી ॥૮॥ બજત મંજુ મંજીર લાસરી, નચત મોર છાંડે અવાસરી ॥ સુર બિછાન છાયે અકાસરી, પરત પુષ્પ વૃષ્ટિ તહાં સુરી ॥ ૯ ॥ કટગઇ તબે ગેહફાંસરી, હટગયો જુ સંસાર ત્રાસરી ॥ ચરણમાંજ દીજે નિવાસરી, સરન ગોકુલાધીશ દાસરી ॥ ૧૦ ॥

ઇતિ શ્રીમદ્‌ગોસ્વામિ શ્રીગિરિધરજીસુત શ્રીગોકુલાધીશવિરચિતા રાસલીલામૃતશ્લોકાઃ સમાપ્તાઃ

श्रीकृष्णः।

# अथ श्रीवल्लभाख्यानप्रारम्भः॥

## પરમ ભક્ત શ્રીગોપાલદાસ-વિરચિત.

## નવાખ્યાન.

### આખ્યાન ૧ લું-રાગ કેદારો.

વન્દૂં શ્રીવિટ્ઠલ સુન્દર વર, નવઘનશ્યામ તમાલ;
જગતીતલ-ઉદ્ધાર કરેવા, પ્રગટ્યા પરમ દયાલ. ૧

શ્રીપુરુષોત્તમ સ્વતન્ત્ર ક્રીડા, લીલા દ્વિજતનુધારી;
સાત દિવસ ગિરિવર કર ધાર્યો, વાસવ-વૃષ્ટિ નિવારી. ૨

તે પ્રગટયાનૂં કારણ કહિયેં, જો સુરતા મન આણો;
કરો કૃપા હૂં કરૂં વીનતી, પોતાનો કરિ જાણો. ૩

વ્યાપક રૂપ અદ્વૈત બ્રહ્મ જે, તેજોમય કુહેવાય;
આરજપન્થ અધિકારી મુનિજન, તે માંહેં લય થાય. ૪

અક્ષર આદિ અખણ્ડ અનુપમ, ઉપમા કહી ન જાય;
અસ્તિ વસ્તુ સૌકો મલિ બોલે, નિગમ નેતિ નેતિ ગાય. ૫

નિર્ગુણનો નિર્દેશ અટપટો, રસના શી પેરેં કહિયેં;
રૂપ વર્ણ વપુ દૃષ્ટ પદારથ, ત્યાં એકો નવ લહિયેં. ૬

તેહ થકી પુરુષોત્તમ અળગા, લીલા અચલ વિહાર;
બ્રહ્મજ્ઞાની નેં મુક્તિમારગી, સ્વપ્નેં, નહિ વ્હેવાર. ૭

જહાં વૃન્દાવન આદિ અચલ શશી, શરદ-રેણુ બહુ વેશ;

---

૧. °વર સુન્દર. વ્ર૦ મ૦ ૩. જો શ્રોતા મન આણો. વ્ર૦ મ૦
૫. અસ્તુ અસ્તુ. ઠા. મ૦ અતિ અસ્તિ. વ્ર૦

વનદેવી પદ કુમકુમ મુખસુખ, પરસે રઙ્ગ વિશેષ. ૮
જહાં સરિતા ચામીકર મણિગણ, ઉભય બદ્ધ–સોપાન;
કમલ કુમુદ નાના અલિ સુન્દર, મધુર કરે ત્હાં ગાન. ૯
કનકલતા માલતી મલ્લિકા, વિવિધ કુસુમ મકરન્દ;
શીતલ પવન ઝકોરે લહરી, પરસે અતિ આનન્દ. ૧૦
પદ્મરાગ મરકત મણિ સ્ફાટિક, શ્રીગોવર્દ્ધન સોહે;
બ્રહ્મ રુદ્ર ત્હાં કોણ બાપડા, શ્રીહરિનાં મન મોહે. ૧૧
નાના પક્ષીની શબ્દ–માધુરી, શોભા તણો નહિ પાર,
વિવિધ પ્રકારેં જુજુવા કહેતાં, ગ્રન્થ થાય વિસ્તાર. ૧૨
શ્યામા શત દલ નયન સુન્દરી, જૂથ તણો નહિ પાર;
વિવિધ રાસમણ્ડલ–રચના રચિ, ખેલે (શ્રી) નન્દકુમાર. ૧૩
એણી પેરેં નિત નવલી લીલા, ઘોષ વાદ્ય ઝઙ્કાર;
અઙ્ગ સ્વેદ મકરન્દેં મોહ્યા, મધુપ કરે ગુઞ્જાર. ૧૪
એ પ્રભુનેં મન ઇચ્છા ઊપની, જસ થાવા વિસ્તાર;
અધિકારી પાખેં એ વાણી, નહિ કોનેં ઉચ્ચાર. ૧૫
ભ્રૂભઙ્ગથી સૃષ્ટિ નીપની, અતિ સુન્દર બ્રહ્માણ્ડ;
ચૌદ લોક નાના વૈચિત્ર્યેં, ભૂમણ્ડલ નવખણ્ડ. ૧૬
પર પોતાની વ્યક્તિ કરેવા, સૃષ્ટિ તે દ્વિધા પ્રકાર;
દૈવી આસુરી બે ઊપજાવી, પ્રભુ મન કરી વિચાર. ૧૭
ભક્તિ સુન્દરી (નેં) માયા દાસી, બે મૂરત પ્રગટાવી;
તેમાં પ્હેલી નખશિખ સુભગા, શ્રીહરિનેં મન ભાવી. ૧૮

---

૮. સરસે. ह. जी. ૧૩, અનેક રાસ°. जी. ग्र. म. ह. ૧૬. નાના વિચિત્રિત. ग्र. म. ह. ૧૭. વીગત. म.

કૃપા કટાક્ષે હુવા અક્ષરમાં, ઊપન્યા સત્ત્વ અનન્ત;
ભક્તિ-લીન હુવા સોભાગી, તે વૈષ્ણુવ ગુણુવન્ત. ૧૯
બીજે કટાક્ષે જે જન ઊપના, માયામાં થયા લીન;
કર્મજડ઼ આસુર અન્ય-ઉપાસક, ભજન ધર્મથી હીન. ૨૦
એણી પ્રકારેં સૃષ્ટિ દ્વિધાગુણુ, મિશ્રિત ચાલી જાય;
ભક્તિમારગી જીવ સ્વતન્તર, કેવલ ભક્ત ન થાય. ૨૧
શ્રીપુરુષોત્તમેં વળી વિચાર્યૂં, હુવે પ્રકાર શ્યો કરિયેં;
મ્હારી સેવા અનેં કથારસ, નિરૂપવા તનુ ધારયેં, ૨૨
ભક્ત જીવનાં ભાગ્ય વિસ્તર્યાં, ઇચ્છા કરી હરિ સાર;
તેણું હેતેં આપોપેં પ્રગટયા, (શ્રી) વલ્લભરાજ-કુમાર. ૨૩
પૂર્ણ બ્રહ્મ (શ્રી) લક્ષ્મણુ-સુત પુરુષોત્તમ શ્રીવિઠ્ઠલનાથ;
શ્રીગોકુલમાં પ્રગટ પધાર્યા, સ્વજન કીધાં સનાથ. ૨૪

---

### આખ્યાન ૨ જૂં-રાગ રામકલી.

લક્ષ્મણુસુત શ્રીવલ્લભરાય, સમરણુ કરતાં દુષ્કૃત જાય;
કલિજન તરવા નહિ અવર ઉપાય, યજ્ઞપુરુષ હરિના શ્રુતિ ગુણુ ગાય;
**ઢાળ**—ગાય શ્રુતિ ગુણુરૂપ હરનિશ, કરી ધ્યાન વિચાર;
આનન્દરૂપ અનૂપ સુન્દર, પામે નહિ કોઇ પાર. ૧
પ્રાણુપતિ-પ્રાગટય કારણુ, કાંઇક કહૂં મતિ-મન્દ;
હર સુર વિધાતા નવ લહે, સાક્ષાત બ્રહ્માનન્દ. ૨
શ્રીવૃન્દાવન-ચન્દ-મુખ રુચિ, અગ્નિ તે અવતાર;

---

૧૯. ભક્ત લીન. ब्र. ૨૦ બીજી કટાક્ષે भ. डा. भा. ह. ૨૪. તેને હેતેં जी भा; તેણેં હિતેં डा. તેનેં હિતેં य. ૧. કોઉ પાર ह. भ. ધરે ह. भ.

દ્વિજતિલક ત્રિભુવન નામ નિરુપમ, રૂપ અઙ્ગીકાર. ૩
દેવલોક દુન્દુભિ વાજિયાં, આનન્દ કરે રે નિઃશઙ્ક;
અસુરતિમિર ઉછેદવા ભુવિ, વલ્લભદેવ–મયઙ્ક. ૪

પૂર્ણ પુરુષ પ્રમાણુપન્થા, વ્યાખ્યાતા વેદાન્ત;
ગ્રન્થ સર્વ રસરૂપ કીધા, પોતાને સિદ્ધાન્ત. ૫
રસિક રસના રસિક વાણી, જાણિ નર નવખણ્ડ;
ઊર્ધ્વપન્થા સુજસ પ્રસર્યો, વાધિયો બ્રહ્માણ્ડ. ૬
એક બ્રહ્માણ્ડે (જેના) જસ ન માયા, (તેના) હુવા કોટિ અનન્ત;
તોય ત્હાંથકી વાધિયો જઇ, વશ્યો મુખ ધીમન્ત. ૭
અતુલ અમલ ઉદ્યોત ઉદયો, ભૂતલ દ્વિજ માર્તણ્ડ;
ભક્તિમારગ–કેસરી ગજ–માયિક–મત શતખણ્ડ. ૮
દિગ્વિજય દશ દિશાયે કીધો, પરિક્રમાને વ્યાજ;
તીર્થ સકલ સનાથ કીધાં, ચરણુ રેણુ–સમાજ. ૯
પત્રાવલમ્બે પણ્ડિત જીત્યા, માયિક–મત–માતઙ્ગ;
કૃષ્ણુ પૂરણુ બ્રહ્મ થાપ્યા, (જેનાં) રૂપ કોટિ અનઙ્ગ. ૧૦
સ્વમારગ સ્થિર થાપવા, આપવા ભજનાનન્દ;
નામ આપ્યાં જીવને શુભ, મિષ્ટ મુખ–મકરન્દ. ૧૧
અનેક જીવને કૃપા કરેવા, દેશાન્તર પરવેશ;
કોમલ પદ જહાં કમલ વિલસે, ધન્ય કહૂં તે દેશ. ૧૨
અઙ્ગ વઙ્ગ કલિઙ્ગ કીકટ, મગધ મરુ સુર સિન્ધ;
તે તામસનાં અઘ હર્યાં, પરતાપ–પદરજ–ગન્ધ. ૧૩

---

૬. જાણિ સર્વે નવખણ્ડ. ब्र. ૧૩. કૈકટ भा. ब्र. ह. भ.

કનકસ્નાન શત મણુ સુવર્ણું, કરાવ્યૂં મહિપાળ;
તે મૂકી(નેં) વેગેં ચાલિયા રાય, દૃષ્ટિ ન પાછી વાળ. ૧૪
ત્હાંથી દક્ષિણ પ્રભુ પાંઉ ધારિયા, પાણ્ડુરઙ્ગ (શ્રી) વિટ્ઠલનાથ;
નેત્ર મળતાં વાત કીધી, વચન દીધૂં હાથ. ૧૫
વચન નિશ્ચે (શ્રી) નાથેં માગ્યૂં, કીધી (શ્રી) વલ્લભજીશૂં વાત;
અમનેં તે ઈચ્છા એહ છે જે, હૂં નન્દન તમેં તાત. ૧૬
તે પુરુષોત્તમ પ્રગટશે, શ્રીવિટ્ઠલ રૂપ–નિધાન;
નેત્ર કમલેં નાના ભાવેં દેશે, ભક્તનેં સન્માન. ૧૭
ત્હાંથી વૃન્દાવન પાંઉ ધારિયા, જહાં, મધુપ કરે ઝઙ્કાર;
કુસુમ દ્રુમ નવ–મલ્લિકા, મકરન્દનો નહિ પાર. ૧૮
તરુ તમાલ અતિ શોભતાં હેમ–જૂથિકા સહુઘોડ઼;
લલના તે સુભગા લટકતાં હીંડે તે મોઢ઼ામોઢ઼. ૧૯
તાનધુનિ મુનિ મયૂર રૂપેં, સાંભળે ધરિ ધ્યાન;
નિત્ય લીલા ગાન શ્રવણેં, કરે તે મધુપાન. ૨૦
કુઞ્જ સદન સોયામણાં, શોભા તણો નહિ પાર;
વિવિધ રાસમણ્ડળ રચના રચિ, ખેલે (શ્રી) નન્દકુમાર. ૨૧
રઙ્ગેં તે રમતા દીઠડ઼ા, બલદેવ શ્રીગોવિન્દ,
તે પુત્રભાવેં પ્રગટશે મન, ઊપન્યો આનન્દ. ૨૨
બલદેવ (શ્રી) ગોપીનાથ કહિયેં, (શ્રી) વિટ્ઠલ નન્દાનન્દ;
તે વેદપન્થ વિસ્તારશે જન, આપશે આનન્દ. ૨૩

---

૧૫. દક્ષિણ પ્રભુ પધારિયા. व., વચન લીધૂં હાથ. व. ૧૮. જહાં મધુપ ગણ ઝઙ્કાર, व. ગુઞ્જાર. भा. ૨૧. વિવિધ રાસ લીલા કરે વ્રજ–માંહે શ્રીનન્દકુમાર. व. ह. म. ૨૨. ડીઠડ઼ા. जी. ૨૩. નન્દનન્દ जी. य.

ત્હાંથી કેશીઘાટ પાંઉ ધારિયા કહી, કથા તત્વ સમાધિ;
રસપુઞ્જ પુરુષોત્તમ પ્રમાણ્યા, સરસ્વતી તજિ આધિ. ૨૪
ગિરિરાજને આશ્વાસ દીધો, ધરી કોમલ ચરણ;
હરખે તે સ્હામા આવિયા, શ્રીગોવર્ધન-ઉદ્ધરણ. ૨૫
હળિ મળીને ચાલિયા, ચરણાટ જહાં નિજધામ;
નવરઙ્ગ નાગર પ્રગટિયા મન, પૂરવા બહુ કામ.
તત્વ સઙ્ખ્યાયે કહ્યાં પદ, સાર માંહે સાર;
હવે કાંઇ એક સ્તુતિ કરૂં, શ્રીવલ્લભરાજકુમાર. ૨૭

---

આખ્યાન ૩ જૂં-રાગ ધનાશ્રી.

આ પોસ મધ્યાહ્ને નોમે શ્રીનાથજી, અક્કાજી ઉર ઊપનો આનન્દ;
આ ચન્દ વૃન્દાવન તણો પ્રગટિયો. ૧
સૌભાગ્ય સુન્દરી મલિ ધવલ ગાયે, સુહાયે રૂડા કણ્ઠના નાદ;
આહ્લાદ ઊપનો તે અઙ્ગાઅઙ્ગ ઘણો. ૨
સૂતિકા સદન સોહામણૂં, શોભા રૂડી લ્હેરડે જાય;
આ વાય વાદિત્ર તે સમે તણાં. ૩
સર્વસ્વદાન તેણે સમે, કરેરે શ્રીવલ્લભજી ઉદાર;
સુકુમાર સુત ઉદયો શ્રવણે સુણી. ૪
પાતાળે શેષનાગ રીઝિયા, ઉપર ઇન્દ્રાદિક દેવ;
તતખેવ સુણિ નિસાણ વજડાવિયાં. ૫
સિન્દ્ધ ગન્ધર્વ ગણ અપ્સરા, ઊલટિયાં નૃત્ય ને નાદ;

---

૨. કણ્ઠ-સુનાદ ब्र. ह. भ. ૩. શોભા રૂડી તે લ્હેરડે જાય. ब्र. વાજિન્ત્ર વાજે તે સમય તણાં, ब्र. भा. ह. भ. ૬ ब्र. भा. ह. भा. ૬-૭ ઊલટપાલટ છે. ગન્ધર્વ મુનિ અપ્સરા. ब्र.

આહ્લાદ ભર્યાં (શ્રી) વલ્લભજીયેં માનિયાં. ૬

બ્રહ્મા મહાદેવ મુનિ હરખિયા, વરખિયા કુસુમ–સમૂહ;
આ મોહ ટાળ્યો જગતના જીવનો. ૭

નિગમ સામ શાખા સહસ્રશૂં, કરે રે ભલા નિરઘોષ;
આ ઘોષપતિ ભગવન્ત ભેટતાં. ૮

વેદ વિહિત કૃત સર્વે કીધાં, દીધાં બહુ પેરેં ગોદાન;
આ માનશૂં સ્વજન સન્તોષિયાં. ૯

કનક કચોળાં કુમકુમ ભર્યાં, અક્ષત દુર્વા ભર્યા રે સુથાળ;
આ માળ પારિજાતની મહમહે. ૧૦

તોરણ પરણ સહકારનાં, ધરણિયેં ચન્દનતણાં નીર;
આ વીર શ્રીગોપીનાથ શ્રીવિઠ્ઠલ પ્રગટિયા, ૧૧

દધિ દૂધ ઘૃત મધુ માંડવે, સેરડીયેં વહેરે સુગન્ધ;
સુગન્ધેં મોહ્યા અલિકુલ આવિયા. ૧૨

સૂત માગધ સાધુ સર્વે મળિયા, ભળિયા તે માંહોમાંહ;
ઉચ્છાહ ભર્યા કો કોનેં જાણે નહીં. ૧૩

શુકદેવ સબળ આનન્દિયા, વન્દિયા (શ્રી) વલ્લભજીનાં ચરણ;
ગિરિધરણ શ્રીભાગવત મ્હારૂં નિરખશે. ૧૪

સકળ કળા કળિકાળમાં, કલ્પદ્રુમ પ્રગટિયો આજ;
આ કાજ મનવાઞ્છિત પૂરવા. ૧૫

તેલઙ્ગ તિલક ત્રિવવન ધણી, મણિ મરકત ધનવાન;
સમાન રૂપ નિરખતાં કોઇ નહીં. ૧૬

ગણક ગર્ગાદિક આવિયા, ભાવિયા હિયેરે આશિષ;

---

૬. ઉછાહે ભર્યાં. મ૰ હ૰ ૮. આ ઘોષપતિ ભગવદી ભેટ તાં. બ્ર.

જગદીશ શ્રીવલ્લભઘેર પ્રગટિયા. ૧૭
ધવલ ધનાશ્રી ગાન જે કરે, ઉચ્ચરે શ્રીવિઠ્ઠલજી અવતાર;
આ સારસ્વત લીલા તે જન લહે. ૧૮
દાસનો દાસ જાય વારણે બારણે રહ્યો રે ઉચ્છવ જુવે;
કો કોન ભાગ્યવન્ત તે સમે. ૧૯

આખ્યાન ૪ થું-રાગ ભૂપ કલ્યાણ.

તે પદ વન્દૂં (શ્રી) વલ્લભનન્દ, ત્રિભુવન મઙ્ગલ પરમાનન્દ;
સકલ જીવનો ટાળ્યો દ્વન્દ્વ, જગમાં વ્યાપ્યો સુખ-મકરન્દ.

ઢાળ-સુખદ વન્દૂં (શ્રી) વલ્લભ સુતનાં, પાદામ્બુજ સુકુમાર;
નિગમ રહસ્ય વિચાર કીધો, સકલ જન નિસ્તાર. ૧
બ્રહ્મકુલ હરિ અવતર્યા તે, ટાળવા ભૂમિ ભાર;
શ્રીનાથ વિઠ્ઠલ નામ નિરુપમ, વૃન્દાવન શૃઙ્ગાર. ૨
એક રસના કેમ કહૂં ગુણ, પ્રગટ વિવિધ પ્રકાર;
નિત્યલીલા નિત્ય નૌતન, શ્રુતિ ન પામે પાર. ૩
સકલ શાસ્ત્ર પ્રમાણ બોલે, સાર માંહે સાર;
તત્ત્વ માંહે તત્ત્વ ત્રિભુવન, ભક્તનો આધાર. ૪
સર્વ અઙ્ગોઅઙ્ગ રસભર્યાં, રસભર્યાં લોચન ચાર;
ચલણ-વલણે બોધવ્યા હૃદે, ભાવ અનેક પ્રકાર. ૫
મુખ સુગન્ધે મોહ્યા અલિ સકલ તે, આવિ કરે ગુઞ્જાર;
સરસ વચન ઉચ્ચાર માત્રે સંશયનો પરિહાર. ૬

---

૧૭. આવિયા म. જાણિયા म. ૧૮. આ સાર સુખલીલા ह. म.
૧૯. કોઇક ભગવદીતે સમે ठा. म. કોઇ નહીં ભગવદી તે સમે. त्र.
૨. હરિ પ્રગટિયા. त्र. ૪. પદ સાર માંહે સાર. त्र.
૬. મધુર વચન. त्र. म.

નામ વ્યાજેં પ્રગટ કીધો, મુક્તિ શાસ્ત્રકાર;
ભુજ દણ્ડ–પરસેં ભય હર્યાં, એવા નાથ અમિત ઉદાર. ૭
સ્વસ્વરૂપ–અર્થે પ્રેરિયા; કૃત હૂંતા જે સંસાર;
રાજ–કાજેં જોડિયા જન, ઉચ્ચાવચ નરનાર. ૮
આગળ અંશેં પ્રગટિયા તે, ગ્રન્થ કહ્યા બહુવાર;
શ્રી યશોદા–ઉત્સઙ્ગ–લાલિત, પૂર્ણ અતિ–સુકુમાર; ૯
અનેક ધર્મ કહ્યા પ્રભુજીયેં, નિગમને અનુસાર;
ગિરિરાજધરનો તાપ ટાળ્યો, (શ્રી) લક્ષ્મણ સુત નિરધાર. ૧૦
પોતેં તે પ્રગટ પોતા તણો, રસ તણો કર્યો રે ઉચ્ચાર;
પોતેં તે અઙ્ગોઅઙ્ગ સુખદ, શોભા સદન–અઙ્ગીકાર. ૧૧
સ્કન્ધ સઙ્ખ્યાયેં કહ્યાં પદ, (શ્રી) ભાગવત રસરાજ;
ભક્તજન–પદરજ–પ્રતાપેં, સકલ સરિયાં કાજ. ૧૨

---

## આખ્યાન ૫ મું–રાગ સામેરી.

શ્રીવિઠ્ઠલ સુખકારી, નામેં નિષ્પાપ થાય નરનારી;
દુર્ગતિ સકલ નિવારી, પ્રગટ્યા શ્રીવ્રજપતિ રાસવિહારી. ૧
માયિક–મત જેણેં ખણ્ડયો, ભક્તિમાર્ગ જેણેં બહુપેરેં મણ્ડયો;
ઉત્પથ જન સર્વે દણ્ડયો, મૂરખ હેતુ કુશબ્દ વિતણ્ડયો. ૨
વદન–સુધાકર–જો તેં, વચન સરસ રસ રાસ ઉદ્યોતેં;
નવ જલધન–વપુ પોતેં, ભક્તિ સરસ કીધાં પ્રભુ હો તેં. ૩

---

૯. આગે તેં ह. ब. म. ૧૧. પોતે પ્રાગટ્ય પોતા° ब०, જસ તણો કર્યો રે ઉચ્ચાર. ठा. ह. ૨ ડણ્ડયો जी. ૩ વચન રસિક રસ રાસ. म. ह. ठा. भा. સરસ સુધારસ કીધાં પ્રભુ હો તેં. ब. ह. म.

ભક્તિપક્ષ દૃઢ કીધો, વચન સુધારસ જનશ્રુતિ પીધો;
અર્થ સકલ ત્હેનો સીધો, તે લીલા માંહેં તાણીને લીધો. ૬

ઢાળ—જે લીલામાંહેં અઙ્ગીકરિયો, ત્હેનો સકલ તાપ નિસ્તરિયો;
જ્હેનેં (શ્રી) વિઠ્ઠલનાથ વિચારે, ત્હેનેં પ્રગટ પદારથ ચારે. ૫
ઉપરાંત ભજનફલ આપે, વ્રજમણ્ડલ સ્થિર કરિ થાપે;
ત્હેનેં દેવમુનિ સર્વે ગાયે, તે તો સર્વ—ઉપરાંત સુહાયે. ૬
ત્હેનેં કાલકર્મ નવ બાંધે, જમ તે શિર ધનુષ ન સાંધે;
હેવો મારગ (શ્રી)વલ્લભવરનો, જહાં નહિ પ્રવેશ વિધિ હરનો. ૭
જહાં નિત્યરાસ બહુપેરેં, મધ્ય નાયક નિરતત ઘેરે;
જહાં રત્નજટિત તટ સરિતા, નવપલ્લવ ભૂમિ હરિતા. ૮
જહાં રત્નધાતુ ગિરિરાજે, વાદિત્ર વિવિધ પેરે વાજે;
જહાં યુવતિયૂથ બહુ માંયે, શ્રીજી શ્યામલ વર્ણ સુહાયે. ૯
એણીપેરેં (શ્રી)ગૂંસાંઇજીનેં જાણે, જાણી હરનિશ ગાય વખાણે;
તે જીવજાતિ હોય કોય, ત્હેનેં તત્ક્ષણ સર્વે સુખ હોય. ૧૦
સેવકજન દાસ તમારો, ત્હેનો રૂપ નિયોગ નિવારો. ૧૧

---

## આખ્યાન ૬ ઠ્ઠું—રાગ પરજ.

સગુણ સનેહી શામળા વ્હાલા, હરનિશ દરશન આપો;
પરમ સુખ દેવાન કાજેં વ્રજ—મણ્ડલ સ્થિર કરિ થાપો. ૧
(શ્રી)વલ્લભકૂંવર કોડામણા, ત્હમારૂં નામ નિરન્તર લીજેં;

---

૬. ભજનરસ ह. મુનિજન ગાયે ह. સર્વોપરિ ह. भ. ૭. નવ બન્ધે भ. जी. य. ह. નવ બાંધે ठा. ધનુષ ન સન્ધે य. भ. ह. ૮. નિરતત હેરે ब्र. નૃત્યત ઘેરે भा. ૯. જહાં જુવતિ જન માંહેં, મધ્ય સાંવલ વરણ ह. ૧૦ જાણો, વખાણો ब्र. भा. भ.

રૂપ સુધારસ માધુરી તે, લોચન ભરિ ભરિ પીજે. ૨
તે પદ ક્યારેં દેખશૂં, જે ગોધન પૂંઠેં ધાય;
વ્રજસુન્દરી મુખસુખ પામીનેં, (તે) વારંવાર અઘાય. ૩
દિવસ સહૂ શ્યામા મલી, સ્વરૂપ તણો જસ ગાય;
ગોપ મણ્ડલી મધ્ય દેખીનેં વારંવાર સુખ થાય. ૪
વાસર નિર્વાહ એમ કરે, સખી સાયંકાલેં પેખે;
અલકમુખ ખુરરજ લાગી તે, કમલ ભ્રમર વિશેખે. ૫
ગોપબાલક મણ્ડલી મધ્ય, રઙ્ગ અનેક ઊપજાવે;
મત્ત ગજગતિ મલપતા તે, શ્રીગોકુલમાં આવે. ૬
લોચન ભૃઙ્ગ પિયે ઘણૂં તે, પ્રકટ મુખ મકરન્દ;
કમલપત્ર જેવી આંખલડી તે, જોઇ જોઇ ટાળ્યા દ્વન્દ્વ. ૭
જોતાં તૃપત ન ઊપજે, પ્રભુ અધર સુધારસ પાયે;
ભુજલતા ભીડી ભામિની, ત્યારેં દિવસ તાપ બુઝાયે. ૮
પૂરણ સુખ દઈ ગોષ્ઠમાં, પ્રભુ આઘેરા પાંઉ ધારે;
યશોદાજી લે ભામણાં, નેં રાઇ લૂણ ઊતારે. ૯
વસ્ત્રાઞ્ચલ મુખરજ પોંછીનેં, રૂપ સકલ નિહારે;
ઊભી થાય રોમાવલી કર, કોમલ અઙ્ગ સ્હમારે. ૧૦
કરી પેરેં પેરેં વારણાં સુતનેં, સદન માંહેં પધરાવે;
સુન્દરી ગૃહકારજ મિષેં, નિરખવાનેં આવે. ૧૧

---

૩. દેખીશૂં ઠા. 'વ્રજસુન્દરી સુખ પામવાનેં ब्र. ૪. રસરૂપ તવ જસ ગાયે ब्र. भ. ગુણ જસ ह. ૫. વ્હાલો રંગભર વિશેખે भ. ૭. કમલપત્રશી આંખડી તે ह. भा. ટાળે દ્વન્દ્વ ઠા. ૮. પાવે, બુઝાવે, ब्र. भा. ह. ૯. જશોમતી લે ભામણાં ઠા. भा. જશોમતી લે વારણાં ब्र. भ. સુતનેં નિરાંજન ઊતારે भ. ब्र. ह.

ઉષ્ણોદક સોંધો ભેળી વળી, અઙ્ગ અઙ્ઘોળ કરાવે;
અઙ્ગ વસ્ત્ર કરી સ્વચ્છ વપુનેં, પાછેં તેલ ચઢ઼ાવે. ૧૨
અનેક સુગન્ધ વસન નેં ભૂષણ, ફૂલ અમ્બોડ઼ે ફાવે;
ઠણુઠણુતો વ્હાલો લાડકડ઼ો તે, ભોજનશાલાયેં આવે. ૧૩
રાધા અધરસુધા વના હરિનેં, બીજૂં કાંઇ નવ ભાવે;
પ્રાત પધારે નેં નિશાયેં આવે, પ્રીત નવી ઊપજાવે. ૧૪
માતાનૂં મન રઞ્જવા વ્હાલો, આરોગ્યા બહુ સ્વાદેં;
સુગન્ધ બીડ઼ી કર ધરીનેં, ઊઠ્યા નૂપુરને નાદેં. ૧૫
સકલવ્રજમાં પોઢ઼િયા વ્હાલો, વિવિધ રસ સુખ દાન;
એ લીલા મ્હારે મન વસો, તે ભક્ત માગે માન. ૧૬
શ્રીવિટ્ઠલ દ્વિજરૂપ ત્હમારી, લીલા એણી પેરેં ઝાઝી;
ઓડવ્યે કેમ ચાલશે, જે પ્રીત અમશૂં બાઝી. ૧૭

**આખ્યાન ૭ મૂં-રાગ સામેરી.**

આપ સેવા કરી શીખવે શ્રીહરિ,
ભક્તિપક્ષ વૈભવ સુદૃઢ઼ કીધો;
પોતાની લીલા તે વદન પોતેં કહી,
ઉચ્ચાર આનન્દ તે અધિક દીધો. ૧
વેદદધિ મધ્ય નવનીત જે ભજનરસ,
મથિત માધુરી જીવેં શ્રવણ પીધો;

---

૧૨. ભેળી હરિનેં, વ્ર. અઙ્ગ વસન હ. મ. તેલ લગાવે મા. ૧૩. વિવિધ વસન સુગન્ધ નીવી વ્ર. બીડી હ. નાના મ. ઠમઠમતો વ્ર. લાડકો વ્ર. ૧૪. રાધામુખ મકરન્દ વિના પ્રભુનેં હ. નિશાહિં વ્ર. વના પિયૂનેં મ. વ્ર. મા. આવે (વ્હાલો) પ્રીત° મા. ૧૫. રઞ્જવા પ્રભુ, વ્ર. મા. ૧૬. પોઢ઼િયા કરે, વ્ર. રતિસુખ હ. મુખ મકરન્દ મ. ૧૭. ઓળવે હ. વ્ર. મા. મ. ૧. આપણી લીલા તે મ. વ્ર. હ. ૨. જન શ્રવણેં હ. જેણેં શ્રવણેં મ.

તક્રસમ કર્મપન્થ સ્નેહ રસહીન જે,
શ્વેત જાણી વિમુખ તાણિ લીધો. ૨
એ ચરણ શરણ વના લોક દશ–ચારમાં,
કહોને કેને કાંઇ અર્થ સીધો;
શૂં કહું ચતુર થઈ થઇ અને વિસ્તરે,
ભજે નહિ પશુ જેમ વિષય કીધો. ૩
[ બોલ વલ્લભ સુવન વિમલ વાણી જ્હેની,
ગતિ બ્રહ્માદિ દેવેં ન જાણી;
ગૂઢ રસતત્ત્વ જે વેદની વાણી તે.
પ્રગટ કીધી ભક્તહેત જાણી. ૪]
નન્દનન્દન–રૂપેં, રાસલીલા કરી,
પોતેં ન ઉચ્ચરી છાની રાખી;
દિવસ એકાદની ઉત્તરાકૂંવર પ્રતિ,
વ્યાસ નન્દન વિમલ વદન ભાખી. ૫
બ્રહ્માદિ મહામુનિ અતિ જ્ઞાન પારંગતા,
તે મધુ સિન્ધુની કહિયેં માખી;
ન કોઈ હુવો ન હોય એ રૂપ સમ;
ત્હેના સકલ નિજ નિગમ સાખી. ૬
એ પ્રભુરસપુઞ્જ ભૂમિપર રુચિ કરી,
ભાગ્યહીન જીવ જ્હેણેં કણિકા ન ચાખી;

---

૩. ભજે નહિ તે પશુવિષય કીધો. व्र. ह. પીધો भा. ગીધો ह. म. ૪. આ કડી व्र. માં નથી. म. जी. માં બોલ...દેવેં ન જાણી એ અર્ધી કડી છે. "જે ગૂઢ રસવેદ વાણી તે પ્રગટ..." ठा. ह. પૂરેપૂરી भा. ह. ठा. માં છે. સન્દર્ભ ઉપરથી ક્ષિપ્ત લાગે છે. ૭. ભુવનચક્રમાં, ભાગ્યહીન ठा. ह. म.

ત્હેને દેવ ઊપર રહ્યા ધિક્કાર બોલે,
મન્દમતિ કહિ અને નિન્દા દાખી. ૭
વિબુધ વાઞ્છે વાસ વસુમતી ઊપરે,
શ્રી વલ્લભ–કૂંવરની ટ્હેલ કરવા;
ઘોષથી વેગે પાંઉ ધારિયા ગિરિ ભણી,
શ્રી ગિરિરાજ–ધરણુનો તાપ હુરવા. ૮
ફૂલફૂંટે ભર્યો વસન વાધા તણાં,
વિવિધ ભૂષણુ તે અઙ્ગ ધરવા;
તુરઙ્ગ ચાલ્યો વાયુવેગે ઊતાવળો,
જાણે નૌકા ચાલી સિન્ધુ તરવા. ૯
દિવસ એકાદનો વિરહ તે યુગસમો,
નીરાગ્જન મિષે રૂપ હૃદય ધરવા;
જીવને એ કૃત્ય નિત્ય પ્રતિ ક્ષણુ ક્ષણુ,
શ્રી વિઠ્ઠલનાથ એવા ઉચ્ચારવા. ૧૦
રૂપ બેઉ એક તે ભિન્ન થઇ વિસ્તરે,
વિવિધ લીલા કરે ભજન સાર;
વિવિધ વચનાવલી નેનસેંને કરી,
સઙ્ગના સૂચવે નિશ વિહાર. ૧૧
રત્ન મુક્તાવલી પાટસૂત્રે કરી,
ગલસરી શોભિતા કરે સિઙ્ગાર;

---

૯. તુરંગ ચાલે ત્र. ૧૧. સાઙ્ગના ત્र. ( અર્થ:–અઙ્ગના સ્ત્રી-સહિતા ) નેણુ સેણે य. त्र. નિત્યવિહાર म. ह.

૧૨. વિવિધ મુક્તાવલી ત્र. દુલ્લરી શોભિતા ત્र. લીટી ઊલટપાલટ ह. म. માં છે.

વિવિધ કુસુમાવલી ગ્રથિત હાથેં કરી,
એક એકને કણ્ઠેં આરોપે હાર. ૧૨
વિવિધ મેવા ભોગ મધુર મિષ્ટાન્ન રસ,
રસમસ્યા અર્પે તે બહુ પ્રકાર;
વિવિધ બીડાં સુગન્ધ કર્પૂર એલચી,
લવઙ્ગ પૂંગી અનેં ખેરસાર. ૧૩
[ વ્યઞ્જન શીતલ વાયુ મુકુર કરકમલ ધરિ,
દેખાડતાં મોહે સકલ સંસાર; ]
એ અહર્નિશ ધ્યાન (શ્રી) વિઠ્ઠલાધીશનું,
સકલ કલિમલ દુરિત કોટિ ક્ષાર.
એ પ્રભુ ભુવિ પ્રગટ વિપ્રવર તનુ ધરી,
દીઠડે ત્રિભુવન તણાં ચિત્ત ચાલે; ૧૪
હાવભાવાદિક કોટિ કોટી કરો,
મદનજ્વર વિથા તે વેગેં ટાળે.
જાલરન્ધ્રે સખી જાણેં ચિત્રેં લખી,
વાઞ્છિત નાથની છવિ નિહાળે. ૧૫

---

૧૩. રસભર્યા. ય. ધસમસ્યા ह. म. ब. भा. પૂંગીપાન ब. ૧૪. અહરનિશ ધ્યાન શ્રી વિઠ્ઠલાભિધાન, સકલ કલિમલ દુરિત કોટિક્ષાલે म. ब. ह. વ્યંજન......સંસાર ब. ठा. માં નથી. ૧૫. ડીઠડે जी. એ પ્રાકટ્ય પ્રભુ વિપ્રવર ब. એં પ્રભુ ભૂમિ પ્રકટ વિપ્રવર भा. હાવભાવાદિક......ટાળે અનેં જાલરન્ધ્રેં... નિહાળે એ લીટીયો ब. માં ઊલટાસૂલટ. કમલ ખઞ્જન અને જાલરન્ધ્રેં એમ ह. म. માં ઊલટપાલટ, એ પછી, હાવભાવાદિ વિગેરે.

કમલ ખઞ્જન મીન મધુપ જહાં ત્હાં થકી,
વક્રલોચન પ્રાન્ત પાછાં વાળે.
દાસનો દાસ જાણે સકલ સજ્જન સુણે,
શ્રી વિટ્ઠલ આપનો બિરદ પાળે. ૧૬

---

### આખ્યાન ૮ મૂં–રાગ ધનાશ્રી.

લલિત મનોહર, શ્રીવલ્લભ સુવન સુજાણ;
નખશિખ સુન્દર, વ્રજજન જીવન પ્રાણ. ૧
વદન કાન્તિ જાણે, ઉદયા કોટિક ભાણ;
દ્વિજકુલમણ્ડન, પ્રકટ્યા પુરુષ પ્રમાણ. ૨
નામ નિરુપમ, ઉચ્ચરે સકલ કલ્યાણ;
ત્હેના સાખી, ચારે વેદ પુરાણ. ૩
અસુર હણેવા, બ્રહ્મવાદ કરપાણ;
ભક્તિ કરે સૌ, વાજન્તે રે નિસાણ. ૪
વૈષ્ણવ જનનેં, આપે પદ નિર્વાણ;
મારગ મુગતો, કોઇ ન માગે દાણ. ૫
ચરણ ચાંખડી, વન્દે રાણા રાણ;
સરસ થયા તે, હૂતા જે પ્રેત પાષાણ. ૬

---

૧. વ્રજનાં લોચન પ્રાણ હ. મ. નિરખોને સુન્દરી વ્રજના પ્રાણ. બ્ર. ૨. વદનક્રાન્તિ બ્ર. હ. મ. ૩. પરમ કલ્યાણ હ. ૪. બ્રહ્મવાદ કરે વખાણ, હ. બ્ર. મા. સરસા કીધા જેહુતા મ. હ.

હુતિત પતિતનૂં, જુવો તમેં પ્રગટ એંધાણ;
શેષ સહસ્રમુખ, ઊચરે જ્હેનાં વખાણ. ૭
ચૌદ લોકમાં, વરતે જ્હેની આણ;
ત્રાસ તિમિરનૂં, જાણેં સકલ વિહાણ. ૮

અધર્મ સકલનૂં પેરેં પેરેં કીધૂં વિત્રાણ;
ધર્મ સકલનૂં પ્રભુજીયેં કીધૂં ત્રાણ. ૯
સન્મુખ કીધા, જે હૂતા ભ્રષ્ટ અજાણ;
નિર્ભય કીધા, શિરપર ધરિ નિજ પાણ. ૧૦

નિગમ તત્ત્વ રસ, જસભર કરિ સન્ધાન;
રૂપ સુન્દરતા શૂં, કહૂં નહિ કો એ સમાન. ૧૧
કૃપા કરી હરિ, રાખી બહુ વિધ કાન;
સેવક જનનેં, રાખિ લિયો એહ લાણ. ૧૨

ઢાલ–હેવા તે ગુણ નિધિ નાથ ગાતાં, બ્રહ્મહત્યાદિક અઘ ટળે;
લીલા તે લહરી સિન્ધુ ઝીલે, રાસ રસિકનેં જઇ મળે. ૧૩
નિઃસાધન જનહિત કરેવા, શ્રીનાથ વિટ્ઠલ આવિયા;
વ્રજમાં તે હીંડે મલપતા તે, વ્રજસખી મન ભાવિયા. ૧૪

---

૭. સન્મુખ કીધા, હૂતા. व्र. ह. म. હતિત, ચૌદ, નિગમ, ધર્મ, અધર્મ, સન્મુખ, નિરતો, ત્રાસ, રૂપ. આ ક્રમેં व्र. માં કડ઼ીયો છે. ૧૦. નિરભે કીધા સિર ધરિ ધરિનેં પ્રાણ. ब्र. ह. ૧૧. જસભર્યાં અમૃત સન્ધાન ह. म. व्र. भा. ૧૨. ભક્તજનનો ह. ભક્ત સકલને, રાખી લ્યો અલ્યાણ. ब्र. અહલાણ ह. म. એહલ્હાણ भा. અહલ્લાણ ठा.

કમલનેણું (નેં) અમૃત વેણું, વાક્યમાધુરી રેડ઼તા;
વેદધ્વનિ મિષ હસ્તચલણું, સોહે સૌનેં તેડ઼તા. ૧૫
ભાંતભાંત લીલા કરે પ્રભુ, સાત સરૂપ સોહામણાં;
એક એકથી અધિક શોભે, વ્રજસખી લે ભામણાં. ૧૬
પેરં પેરેં પરિવાર સોહે, દેવ મોહે નિરખતાં;
ઉચ્છાહ આનન્દે અધિક વાધ્યો, કુસુમ વરખે હરખતાં. ૧૭
રઙ્ગ તે રઙ્ગયા રસભર્યા પ્રભુ, ઘોષમાં લીલા કરે;
અધિક અધિક પ્રતાપ પૂરણ, જસ દશોદિશ વિસ્તરે. ૧૮
અન્તઃપુરલીલા કરે પ્રભુ, સકલ જન સન્તોષતા;
જાણે તે મત્ત માતઙ્ગ છૂટયા, નૂપુરનેં નિર્ઘોષતા. ૧૯
હારકઙ્કણ કર્ણભૂષણ, નાદ નાના હીંડતા;
ગાન ગાય નેં સુરસુહાય, (શ્રી)નવનીત પ્રિયાજીનેં પોઢ઼તાં.૨૦
સન્ધ્યા સમે સિઙ્ગાર નૌતમ-ફૂલ ગૂંથે સૌ મળી;
સદન શોભા નિરખતાં તે, લક્ષ્મી મન પામ્યાં રળી. ૨૧
વાસ વાઞ્છે વ્રજ વસેવા, એણી પેરેં સુખ પામવા;
શ્રીપુરુષોત્તમ ઉત્તમવરનેં, સમે જોઇ શિર નામવા. ૨૨

---

૧૫. વેદાધ્યયન મિષ ભુજચ્ચલણ કરી, સોહે. મ. વ્ર. હ. ૧૭. ઉચ્છાહ આનન્દ ઊલટિયાં તે હ. વ્ર. મ. ૧૮. તે રમત મા. ઠા. ૧૮, ૧૬, ૧૭, ૨૩, ૧૯, ૨૦, ૨૧, ૨૨. આ ક્રમે કડ઼ીયો હ. વ્ર. ઠા. માં છે.

૧૯. લીલા કર સહૂ, સખી સકલ સન્તોષતા હ. લીલા કરે સખી, સકલ મ. વ્ર. ૨૧. સાંઝ સમે મ. વ્ર. હ.